ને ત્યાં નિષેધ, નિષેધ ને નિષેધજ છે. મહર્ષિ દયાનન્દજી સિવાય ઘણા ભક્ત અને કવિઓ મૂર્તિપૂજાદિ મિથ્યા કર્મનો નિષેધ સૂચવી ગયા છે ઉક્ત મહર્ષિએ અખંડિત બ્રહ્મચર્ય પાલન કરી વેદાદિ સત્યશાસ્ત્રોનુ અધ્યયન કરી નિડરપણે યુક્તિ અને પ્રમાણોથી સાબિત કરી આપ્યુ છે કે "મૂર્તિપૂજા આધુનિક સ્વાર્થી લોકોને મોજ શોખનું સાધનરૂપ તથા હાનિકારક છે." જેમકે—

૧ મિથ્યાવિશ્વાસ, અન્ધશ્રદ્ધા અને ખોટી ભાવનાથી ભારત સંતાન પુરૂષાર્થહીન, પરાધીન, બુદ્ધિહીન, પાપકર્મમાં પ્રવૃત્ત અને પંચમહાયજ્ઞાદિ કર્મમા શંકાયુક્ત અર્થાત્ કર્મથી વિમુખ થયા છે.

૨ વેદનુ રક્ષણ કરનારા અંગો જેવાંકે વેદાંગ ષડ્દર્શન, ઉપનિષદ્ વગેરે છે તેમાં પ્રવેશ કર્યા વિનાજ તેમાં પરસ્પર વિરોધ માનવા લાગ્યાં છે. અને નવીન પુરાણો જેમા પરસ્પર ઠેકઠેકાણે પૂર્વાપર વિરોધ પ્રત્યક્ષ છે અને જેણે અનેક મતમતાંતર-રૂપ રોગોને જન્મ આપ્યો છે અને જેથી આ અધમ દશાને પ્રાપ્ત થયા છીએ તેમને સત્ય અને ઐક્ય કરનાર માનવા લાગ્યાં છે.

૩ ગર્ભથી અંત્યેષ્ટિ પર્યન્ત મનુષ્યના સોળ સંસ્કાર જે વેદ વિહિત કર્મ છે અને ગરીબ માણસ પણ સહેલથી

करी शके એવી યોજના ઋષિમુનિઓએ કરી હતી છતાં મૂર્ત્તિપૂજાને લીધે શ્રીમંતનુજ કર્ત્તવ્ય થઇ પડયું છેવટ તે કર્મથી બહિર્મુખ થયા. જુઓ, યજ્ઞોપવિત અને વિવાહ સંસ્કાર નામ્ માત્ર થાય છે તેમાં ગણપતિ, ગ્રહો વગેરેની સ્થાપના કરી વારંવાર હિરણ્યમ્ કરી રૂપિયા ચઢાવવાની ફરજ પાડવામાં આવે છે અંત્યેષ્ટિ સંસ્કારમાં શ્મશાને પ્રેત-શબ ઉપર ૪૮૪ આહુતિ ઘી આદિ દ્રવ્યોની આપવી જોઇએ તેને બદલે નવટાંક કે પાશેર ઘીનો વઘાર કરી દર્ભનાં પૂતળાં અને ચોખાના પીંડા ઉપર પૃથ્વી, ધાતુ, વૃક્ષ, હિરણ્યમ્ વગેરે લેવા વારંવાર દાનના સંકલ્પ કરાવવામાં આવે છે.

૪ મૂર્ત્તિપૂજાને બહાને કરોડો રૂપિઆનું ધન દુશ્મનોના હાથમાં સહલથી ગયું હતું એ વાત ઐતિહાસિક બીનાથી સિદ્ધ છે. અને હાલ પણ તેજ બહાને લાખો રૂપિઆ કુમાર્ગે ખરચાય છે.

૫ દેવાલયો બંધાવવામાં અને તેને શ્રૃંગારવા તથા પોષવામાં અસંખ્ય ધન આપણા વડીલોએજ ખરચ્યું હતું છતાં તેના માલિક હવે ઋ જાજ છે તેઓ આપણાથી હવે સ્વતંત્ર બલકે સ્વચ્છંદી છે. આપણીજ મિલ્કત છતાં તેનો હિસાબ માગવાને શકિતવાન આપણે નથી. આપણા તો શું પરંતુ ગરીબ અનાથ બ્રાહ્મણ પુત્રના

નિર્વાહ અને વિદ્યાધ્યયન માટે તેઓ કોડી પણ ખરચે એમ નથી

આવી અનેક હાનિ થઇ ચૂકી છે. છેવટ એજ કર્તવ્ય રહે છે કે મનુ ભગવાનના ઉપદેશ પ્રમાણે પોતાની આવકનો દશાંશ અથવા મહર્ષિ દયાનન્દજીના ઉપદેશ પ્રમાણે શતાંશ સમાજે સ્થાપી તેમાં આપતા રહેવું અને ઘણી સમાજે મળી તે પૈસાથી ગુરૂકુળો ઉઘાડવા, કે બ્રહ્મચર્ય પાળી, વેદાધ્યયન કરી આપણાં બાળકો આ લોક ને પર લોકની બન્ને સિદ્ધિને પામે.

આવા હેતુથી આ નાનુ પુસ્તક જે પંડિત લેખરામ કૃત ચોપડીનુ ભાષાંતર છે તે બહાર પાડવામાં આવે છે. તેનુ મનન કરી સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરશે એવી આશા છે.

આ પુસ્તક છપાવવામાં રા. રા. પુરૂષોત્તમરામ ભવાનીશંકર વ્યાસ (થાણદાર કાંકરેજ, પાલણપુર એજન્સી) તરફથી મદદ મળી છે તે માટે તેમનો પ્રેમપૂર્વક આભાર માનીએ છીએ.

આર્યાવર્તમાં જનસમૂહનો મોટો ભાગ અવિદ્યા અન્ધકારમાં ઘેરાઇ હાનિકારક મન્તવ્યોને અન્ધશ્રદ્ધાથી ચીવટપણે વળગી રહ્યા છે. તેવા સમયમા કોઇકજ વિરલ પુરૂષ

શોધ્યા જડે છે કે સત્યવિચાર બહાર પાડવા ઉત્તેજન આ-
પી શકે. માટે ફરીથી રા રા. પુરૂષોત્તમરાયને પ્રેમપૂર્વક
ધન્યવાદ આપીએ છીએ. અને અન્ય સદ્ગૃહસ્થોને પ્રાર્થના
કરીએ છીએ કે આવા કામમાં ઉત્તેજન આપી જન
સમાજનું હિત કરશે.! તથાસ્તુ ‼

આર્ય સેવક,

**મોહનલાલ ત્રિભુવનદાસ.**

# ॥ युक्ति प्रमाण ॥

(૧) જેવી રીતે સમુદ્ર લોટામાં બન્ધ ન થઇ શકે અને જો બન્ધ થઇ જાય તો તે સમુદ્ર નહિ; એજ પ્રમાણે કોઇ સર્વવ્યાપક એક જગાએ નહિ રોકી શકાય અને જો રોકી શકાય તો તે સર્વવ્યાપક નહિ. પરમાત્મા સર્વવ્યાપક છે એટલા માટે તે મૂર્તિમાન્ નહિ હોઇ શકે, કેમકે મૂર્તિમાન્ હોવાથી સર્વવ્યાપક નહિ રહે.

(૨) હરેક દેહ યા શરીરને માટે આવશ્યક (જરૂરી) છે કે તે લંબાઇ, પહોળાઇ અને ઊંચાઇ રાખતુ હોય અને તેના દેશ તથા કાળની પણ આવશ્કતા છે એ કારણથી કોઇ શરીર અનાદિ અને નાશરહિત નથી. પરમાત્મા અનાદિ અને અવિનાશી છે તથા દેશ; કાળથી અલગ છે માટે તે શરીરધારી હોઇ શકતો નથી.

(૩) મૂર્ત્તિ, પ્રતિમા, ચિત્ર અને ફોટો શરીરના પ્રતિબિમ્બ કે છાયા વિના નહિ હોઈ શકે માટે જેનું શરીર નહિ તેની પ્રતિમા અગર ફોટો કોઇ બુદ્ધિમાન્ કદાપિ માની શકે નહિ અને બનાવી શકે નહિ. એટલા માટે નિરાકાર પરમાત્માની મૂર્તિ કોઇ પ્રકારે, કદી પણ હોઇ શકતી નથી.

(૪) શ્રીકૃષ્ણચન્દ્રજી, શ્રીરામચન્દ્રજી, હનુમાન, ભૈરવ, દેવી, દુર્ગા, શિવ, ગણેશ, બ્રહ્મા, વિષ્ણુ, જગનાથ, બ-

દીનારાયણુ અને કાલી ઇત્યાદિ મહાત્માઓની મૂર્તિઓ ઘણુકરીને સૌ મંદિરોમાં દેખા દેછે પરન્તુ પરમાત્મા પરબ્રહ્મની મૂર્તિ કોઇ મંદિરમાં નથી જેથી સ્વતઃ સિદ્ધ છે કે ઇશ્વરની કોઇ મૂર્તિ નથી.

(૫) ઉપર લખેલા મહાત્માઓને સૌ મનુષ્ય જાણે છે કે એમાંથી દરેક કોઇ એક સમયમાં જન્મ લીધો, થોડા વખત સુધી રહી સંસારી વ્યવહારો કરતા રહ્યા અને પછી સમય આવતાં શરીર છોડી ગયા અને તે શરીરો હમણાં નથી. તેમના ઉત્તમ ઉત્તમ ઉપદેશો પ્રમાણે ચાલવાથી અને તેમનાં કરેલાં યોગ્ય કર્માનુકૂલ પોતાનાં કર્મ કરવાથી આપણે થોડોઘણો લાભ મેળવી શકીએ તથાપિ અનિત્ય શરીરની પ્રતિમાઓ પાસે ધૂપ, દીપ નૈવેદ્ય ધરવાથી અને તેમની સાર્મે માથું નમાવવાથી જ્ઞાનની પ્રાપ્તિ થતી હમેશાં અનુભવ દેખાયછે.

(૬) આજ સુધી કોઇ પ્રાણીએ પરમાત્મા પરબ્રહ્મને ચર્મચક્ષુ અગર બીજી ઇન્દ્રિયોથી જોયા નથી અને જેને જોયા નથી તેની મૂર્તિ બનાવવી તે કેટલી બધી અજ્ઞાનતાની વાત છે.

(૭) જે વસ્તુ શરીરધારી છે તે હરહમેશ ઘટતી વધતી રહેછે, એક સ્થિતિમાં રહી શકતી નથી. પરમાત્મા નિરન્તર એકરસ અને અચલ છે એટલા માટે તેની મૂર્તિ હોઇ શકતી નથી.

(૮) શરીરનો ધર્મ (સ્વભાવ) છે કે રોગ, વિપદ્, ભય, ક્ષય, વૃદ્ધિ, વિકાર, સૂકાવું, ગળાવું અને સડવું એ-માંથી કોઇ ન કોઇને વશ રહેછે એટલા માટે શરીરનું નામ ક્ષણભંગુર કહ્યું છે. પરમાત્મા એ વિકારોથી રહિત છે માટે ઇશ્વર શરીરધારી નથી અને ન હોઇ શકે.

(૯) ઘણુંકરી અમારા મૂર્તિપૂજક ભાઈ એ ઉત્તર આપ્યા કરેછે કે મૂર્ત્તિપૂજા પરમાત્માના ધ્યાનની પ્રથમ સીઢી છે અને જ્ઞાનપ્રાપ્તિ બાદ તેને છોડી દઇશું. આ તેમનું કહેવું યોગ્ય નથી; કેમકે એક તો એ કે આજ સુધીમાં કહીં સાંભળવામાં આવ્યું નથી કે કોઇ મૂર્ત્તિપૂજકે મરણ સમય સુધીમાં પણ મૂર્ત્તિપૂજા છોડી હોય બલ્કે સેંકડો તો મરતી વખતે પણ ગળામાં લટકાવીને મરેછે. બીજું, સીઢીનું પ્રયોજન ઇષ્ટસ્થાન (મોક્ષસ્થાન)પર પહોંચવાનું અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિનું છે. હવે વિચાર કરવો જોઇએ કે જ્ઞાનની પ્રાપ્તિને માટે કઇ સીઢી હોઇ શકે. વેદાધ્યયન (વેદનુ ભણવું) કે મૂર્ત્તિપૂજા? એ તો સર્વ લોક જાણે અને માનેછે તથા સર્વ સત્શાસ્ત્રોનો પણ એજ સિદ્ધાન્ત છે કે વિદ્યાજ જ્ઞાનનું સાધન છે; નહિ કે મૂર્તિપૂજા એટલા માટે મૂર્ત્તિપૂજા કોઇ પ્રકારે ઉચિત નથી.

(૧૦) કોઇ ભાઇ એમ પણ કહ્યા કરેછે કે ચંચળ મન મૂર્ત્તિ વિના સ્થિર રહી શકતું નથી માટે અમે મૂર્ત્તિ સામે રાખી પરમાત્માનું ધ્યાન કરીએ છીએ, હવે જોવું

જોઇએ કે એ તેમનુ કહેવું ક્યાં સુધી ઠીક છે ‡અમે પોતે મૂર્ત્તિપૂજાના સમયમાં સેંકડોવાર મનની પરીક્ષા કરી પરંતુ કદી પણ તેને શાન્ત ન જોયુ. જેમ કે, કૃષ્ણજીની મૂર્તિપર ધ્યાન જતું હતું કે તુરત ભાગવતનો દશમસ્કંધ યાદ આવતો હતો અને આંખ, કાન, નાક ઇત્યાદિપર ધ્યાન જવાથી મન વિશેષ ગભરાતું અને ગરૂડ, શેષનાગ તથા ક્ષીર સમુદ્રની કથાઓપર ધ્યાન જવાથી મન તેથી પણ વિશેષ ડગમગતું હતું; ન શ્રીરામચંદ્રજીની મૂર્ત્તિથી ચેન થતું અને ન શિવલિંગ કે જળાધારીથી શાન્તિ પ્રાપ્ત થતી હતી. પ્રિય ભાઇઓ! કર્તવ્યમાં આવી જાઓ પછી કહેવું પ્રમાણિક છે. બધી રીતે કરતાં જોવામાં આવ્યુંછે કે મૂર્ત્તિપૂજાથી મનની શાન્તિ કદી નથી થઇ શકતી. વિદ્યા વિના અવિદ્યાનો નાશ થવો એ અસત્ય છે. વિદ્યા વિનાના મનનો વેગ બહુજ મોટા છે તે કોઇ મૂર્ત્તિમાન્ પદાર્થોથી રોકી શકાતો નથી. જો મૂર્ત્તિમાન્ પદાર્થદ્વારા મનની સ્થિરતા થઇ શકે તો પછી ઉપાસના આદિ ઉપદેશોનુ પ્રયોજન નહિ રહે. મનુષ્ય રાત્રિ દિવસ ધન, સ્ત્રી અને પુત્રાદિમાં સ્વભાવથીજ મન લગાડયું રાખેછે એ બધા પદાર્થ મૂર્ત્તિમાનજ છે છતાં મનુષ્યનુ મન સ્થિર નથી થતુ એ–

‡પંડીત લેખારામ પોતાને કહેછે.

ટલા માટે મનુષ્યનુ મન જ્યારે સ્થિર થશે ત્યારે નિરાકાર દારાજ થશે

મનનો વેગ રોકવાને એક મહાન્ સર્વવ્યાપક જ્યોતિર્મય પરમાત્માજ એવા છે કે તેના વેગને બીજી તરફ જવાથી રોકી દે એટલા માટે જગત્પિતા, પરમાત્મા, નિરાકાર, જ્ઞાનસ્વરૂપનુંજ ધ્યાન કરવુ સર્વ મનુષ્યોને પરમ યોગ્ય છે.



## ॥ वेदोक्त प्रमाण ॥

न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः।
हिरण्य गर्भ इत्येष मामाहिंसीदित्येषा यस्मान्नजात इत्येषः॥
यजु० अ० ३२ मं. ३ ॥

અર્થ—જે પરમેશ્વર માતાદિના સંયોગથી કદાપિ ઉત્પન્ન થયો નથી, થતો નથી અને થવાનો નથી તે કદિ પણ શરીર ધારણ કરીને બાળક, યુવાન્ કે વૃદ્ધ થતો નથી. તેની પ્રતિમા એટલે મૂર્તિ, છબી, પ્રતિબિંબ અને તેને મળતુ કાંઈ છેજ નહિ કારણ કે તે મૂર્તિરહિત, અનન્ત, સીમારહિત તથા સર્વવ્યાપક છે. જે તેજસ્વી સૂર્યાદિની ઉત્પત્તિનુ કારણ છે-કર્તા છે.

सपर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳशुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्य तोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्य समाभ्यः ॥

यजु॰ अ॰ ४० मं. ८ ॥

અર્થ—તે સર્વ વ્યાપી છે, શુદ્ધ છે, અશરીર અર્થાત્ અક્ષત તથા શરીરરહિત છે, પવિત્ર અર્થાત્ નિષ્પાપ છે. સર્વદર્શી તથા મનનો અંતર્યામી છે પરાત્પર તથા સ્વપ્રકાશ છે તે નિત્યકાળ—નિરંતર પ્રજાઓને યથાયોગ્ય અર્થ—ફળનું વિધાન્ કરેછે.

अन्धन्तमःप्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततोभूय इव ते तमो यउ संभूत्याꣳरताः ॥

यजु॰ अ॰ ४० मं. ९ ॥

અર્થ.—જેઓ અસંભૂતિ અર્થાત્ અનુત્પન્ન, અનાદિ પ્રકૃતિ—કારણુની બ્રહ્મને બદલે ઉપાસના કરે છે, તેઓ અન્ધકાર (નર્ક)માં જાયછે. અને જેઓ સંભૂતિ અર્થાત્ ઉત્પન્ન થએલ કાર્યરૂપ પૃથ્વી આદિ, ભૂત, પાષાણુ અને વૃક્ષાદિ અવયવ તથા મનુષ્યાદિ શરીરની ઉપાસના બ્રહ્મને બદલે કરેછે તેઓ તેથી પણુ અધિક અન્ધકાર (નર્ક)માં જાય છે.

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वाऽति मृत्युमेति नान्यःपन्था विद्यतेऽयनाय ॥

यजु० अ० ३१ म. १८ ॥

અર્થ—પરમેશ્વરનેજ યથાર્થ જાણીને મનુષ્ય જ્ઞાની થાય છે. જે સર્વથી મહાન્, સર્વને પ્રકાશ કરવાવાળો, અવિદ્યાન્ધકાર તથા અજ્ઞાનાદિ દોષોથી અલગ છે તેજ પરમેશ્વર સર્વનો ઇષ્ટ દેવ છે. તેને જાણ્યાવિના કોઇ મનુષ્ય જ્ઞાનવાન્ થઇ શકતો નથી. તે પરમાત્માને જાણીને મનુષ્ય જન્મ મરણાદિ ક્લેશોથી છૂટી પરમાનન્દ અર્થાત્ મોક્ષને પ્રાપ્ત થાયછે. પરમાત્મા વિના મુક્તિનો બીજો કોઇ માર્ગ નથી.



## ॥ उपनिषदोनां प्रमाणो ॥

एकोदेवः सर्वभूतेषु गूढःसर्व व्यापी सर्व भूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्व भूताधिवासः साक्षीचेता केवलो निर्गुणश्च ॥

श्वेताश्वतर उप० अ० ६ वा० ११ ॥

અર્થઃ—પરમાત્મા એક છે સર્વનો પ્રકાશક, ચેતન, જગતના સવ ભુતપ્રાણીઓમાં વ્યાપક અને અંતર્યામી છે, કર્મોનો અધ્યક્ષ-દ્રષ્ટા, સર્વના આધારભૂત અને સાક્ષી છે

સર્વનો સહાયક પરન્તુ પોતે કોઈની સહાય ન લેવાવાળો છતાં નિરૂપાધિક અને નિર્ગુણ છે.

सत्य ज्ञानमनंतं ब्रह्म योवेद निहित गुहायाम्।
तैतिरीय उप० २-१-१ ॥

અર્થ —બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને નાશરહિત છે અને વેદથીજ પ્રાપ્તિ યોગ્ય છે.

अशब्दम स्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यम गन्ध वच्चयत्।
अनाद्यनन्त महतःपरंध्रुव निचाय्य तं मृत्यु मुखात्प्रमुच्यते ॥
कठोपनिषद् ३। १५ ॥

અર્થઃ—પરમાત્મા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધથી પર છે અર્થાત્ એ પંચવિષયોને જાણનાર પંચઇન્દ્રિયોથી તે જાણવામા આવતો નથી. તે અનાદિ, અનંત નિત્ય અવ્યય છે અને જીવોથી મહાન્–શ્રેષ્ટ અટલ છે. માત્ર તેનીજ ઉપાસનાથી મનુષ્ય મૃત્યુના મુખથી છુટે છે.

न तस्य कार्यं करण च विद्यते न तत्स मश्चाभ्यधिकश्च दृश्यते।
परास्य शक्ति र्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबल क्रिया च ॥
श्वेता० ६। ८ ॥

અર્થ—તે પરમાત્માને શરીર નથી, ઈન્દ્રિયો નથી તેના સમાન કે તેનાથી અધિક કોઇ નથી તેની શક્તિ સૌથી મહાન્ તેમજ વિવિધ પ્રકારની જણાય છે તેની જ્ઞાન તથા બળક્રિયા સ્વભાવથીજ છે.

न तस्य कश्चित् पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिंगम्। स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥ श्वेता० ६ । ९ ॥

અર્થઃ—જગતમાં પરમાત્માનો કોઇ પતિ નથી, તેનો કોઇ નિયન્તા નથી તેનું શરીરાદિ કાંઇ ચિન્હ નથી. તે પોતેજ સર્વેનું આદિ કારણ છે. જીવોનો અધિપતિ છે. તેની ઉત્પત્તિ કરનાર કોઇ નથી તેનો અધિપતિ પણ નથી.

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।

तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिदमुपासते ॥

केन० ४ ॥

જે વાણીદ્વારા પ્રકાશિત થતો નથી, પરંતુ વાણી જેના દ્વારા પ્રકાશમાન છે તેને તમે બ્રહ્મ જાણો; જે તેનાથી ભિન્ન છે તેની ઉપાસના નહિં કરો.

यन्मनसा न मनुते येनाहुर्म्मनोमतम् ।

तदेव० ॥ केन० ५ ॥

જે મનદ્વારા વિચારવામાં આવતો નથી. પરંતુ જે વ્યાપક હોવાથી મનને જાણેછે એમ વેદવેત્તા કહેછે. તેને તમે બ્રહ્મ જાણો, જે તેનાથી ભિન્ન છે તેની ઉપાસના નહિં કરો.

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यन्ति ।

तदेव० ॥ केन० ६ ॥

જે નેત્રવડે દેખાતો નથી પરંતુ જેની દ્વારા બધાં નેત્રો જુએ છે તેનેજ તમે બ્રહ્મ જાણો, જે તેનાથી ભિન્ન છે તેની ઉપાસના નહિ કરો.

यच्छ्रोत्रेण न श्रृणोति येनश्रोत्रमिदं श्रुतम् ।

तदेव० ॥ केन० ७ ॥

જે કાનદ્વારા સાંભળવામાં આવતો નથી. પરંતુ જેની દ્વારા કાન સાંભળે છે તેનેજ તમે બ્રહ્મ જાણો જે તેનાથી ભિન્ન છે તેની ઉપાસના નહિ કરો.

य त्प्राणेन न प्राणिति येन प्राण प्रणीयते ।

तदेव० ॥ केन० ८ ॥

જે પ્રાણદ્વારા શ્વાસમાં લેવાતો નથી. પરતુ જેના વડે પ્રાણ પોતાની ક્રિયા પૂર્ણ કરેછે તેને તમે બ્રહ્મ જાણો, જે તેનાથી ભિન્ન છે તેની ઉપાસના નહિ કરો

नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनाम् योविदधाति कामान् । तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषा शान्ति शाश्वतीनेतरेषाम् ॥ कठ ५ । १३॥

જે પરમાત્મા નિત્યોનું નિત્ય, ચેતનોનું ચેતન અને

ચરાચર વસ્તુઓમાં એક અદ્વિતીય છે. તેજ સર્વને યથા-યોગ્ય ફળ આપવાવાળો છે. જે બુદ્ધિમાન્ મનુષ્યો સર્વ જીવાત્માનો અંતર્યામી–પરમાત્માને જ્ઞાનચક્ષુથી જુએ છે તેઓનેજ અક્ષય શાન્તિ પ્રાપ્ત થાયછે; બીજા કોઇને નહિ.

अपाणिपादो जवनोग्रहीता पश्यत्य चक्षु' स शृणोत्यकर्णः।
सवेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषंमहान्तम्॥
श्वेता० ३। १९॥

અર્થ:—પરમેશ્વર નિરાકાર છે પરતુ તેમાં સર્વશક્તિ છે તેને હાથપગ નથી પણ તેનામાં શક્તિ એવી છે કે સર્વ ચરાચરને પકડી ટકાવી રાખે છે, નેત્ર નથી. પરંતુ ચરાચરને સર્વ કાળમાં જોઈ રહ્યા છે, કાન નથી છતાં ચરાચરની વાતો સાભળે છે, તે સોને જાણેછે પણ તેને કોઈ જાણતુ નથી કે તે કેટલો મોટો છે, કેવો છે અને કેટલુ' સામર્થ્ય ધરાવેછે. તે પરમાત્માને જ્ઞાની, મુખ્ય–પૂર્ણ પુરૂષ અને મહાન્–સનાતન કહેછે

सहोवा चैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्य स्थूल मन-णवह्रस्वमदीर्घम ऊोहितमस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमस-ङ्गमरसमगन्धम चक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणमुख-

ममात्र मनन्तरमवाह्यं न तदश्नातिकश्चिन न तदश्नाति कश्चन ॥ बृह ३ । ८ । ८ ॥

અર્થ —યાજ્ઞવલ્ક્યે કહ્યું—હે ગાર્ગી જેનું બ્રાહ્મણ લોક વર્ણન કરેછે તે અવિનાશી પુરૂષ છે તે સ્થૂલ નથી, અણુ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી, ચીકણો નથી, અન્ધકાર નથી, વાયુ નથી, આકાશ નથી, તેમા લીસાપણું નથી, સ્વાદ નથી, ગન્ધ નથી; તેને આંખ નથી, કાન નથી, વાણી નથી. મન નથી, તેજ નથી, પ્રાણ નથી, મુખ નથી, કે માપ નથી· તે અંદર નથી, બહાર નથી, તે કાંઇ ખાતો નથી, તેને કોઇ ખાતું નથી, મતલબ કે જડ તથા જીવના ગુણોથી તે અતિત-પર છે.

एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि

सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठत ।

एतस्य वा०

द्यवा पृथिव्यौ विधृते तिष्ठतः ।

एतस्य वा०

निमेषामुहूर्त्ता अहो रात्राण्यर्द्धमासा-

मासा ऋतवः सवत्सराइति विधृतास्तिष्ठन्ति ।

एतस्य वा०

प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते श्वेतेभ्यः पर्वतेभ्यः
प्रतीच्योऽन्यायां याञ्च दशमन्वेति ॥
बृहदारण्यके ५ । ८ । ९ ॥

અર્થ—હે ગાર્ગી! તે અવિનાશી પુરૂષના શાસનથી જ સૂર્ય ચન્દ્ર વગેરે સ્થિત છે.

દ્યુલોક અને પૃથ્વીલોક સ્થિત છે.

નિમેષ, મુહૂર્ત, દિનરાત, પક્ષ, માસ, ઋતુ, સંવત્સર સ્થિત છે.

અનેક પૂર્વવાહિની અને પશ્ચિમ વાહિની નદીઓ શ્વેત પર્વતોથી નીકળી વહ્યાં કરેછે.

यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरोयं पृथिवी न वेद यस्य पृथिवी शरीरंयः पृथिवी मन्तरोयम यत्येष त आत्माऽन्त र्यामयमृतः ॥ बृह० ४ । ७ । ॥

અર્થ—જે પૃથ્વીમાં રહીને પૃથ્વીથી પૃથક છે જેને પૃથ્વી જાણતી નથી. પૃથ્વી જેનુ શરીર છે, જે અન્તરવર્ત્તી છે. પૃથ્વીને નિયમમાં રાખે છે તે અમૃત સ્વરૂપ પરમાત્મા તારો પણ અન્તર્યામી છે.

તેજ પ્રમાણે જે જળ, અગ્નિ, અન્તરીક્ષ વાયુ, દ્યુલોક, આદિત્ય, દિશા, ચન્દ્ર, તારા, આકાશ, અન્ધકાર, તેજ અને સર્વ ભૂતમાં સ્થિત હોય સર્વથી નિરાળા છે જેને

આ બધાં જાણતાં નથી પણ એ બધાંને જે જાણેછે. જે સર્વને અન્તરવર્ત્તી અને નિયામક છે તે અમૃતરૂપ પરમાત્મા તારો પણ અન્તર્યામી છે.

यं आत्मनितिष्ठन्नात्मनोन्तरोयमात्मा न वेद यस्यात्मा शरीरम् । आत्मनोन्तरो यमयति सत आत्मान्तर्याम्यमृतः॥ बृहदारण्के ॥

અર્થઃ—જે પરમાત્મા જીવાત્મામાં સ્થિત છે છતાં જીવાત્માથી ભિન્ન છે જેને મૂઢ જીવાત્મા જાણતો નથી કે તે પરમાત્મા મારામાં વ્યાપક-છે. જીવાત્મા શરીર છે, અર્થાત્ જેમ શરીરમાં જીવ રહેછે તેમ તે જીવમાં પરમાત્મા વ્યાપક છે. જીવાત્માથી ભિન્ન રહી જીવના કર્મોનો સાક્ષી હોઇ તેનાં ફળ આપી નિયમમાં રાખેછે તે અવિનાશી, અમૃતરૂપ પરમાત્મા તારો પણ અંતર્યામી છે. અર્થાત્ તારામાં પણ વ્યાપક છે.

ततःपरंब्रह्म परं वृहन्तं यथा निकायं सर्व भूतेषु गूढम् । विश्वस्यै क परिवेष्टितारमीशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥

श्वेता० । ६ ॥

અર્થઃ—તે સૃષ્ટિથી પણ પાર-મહત્ બ્રહ્મ-પરમાત્મા જે દરેક ભૂત-શરીરમાં સૂક્ષ્મરૂપે વર્તમાન છે જે એક

પોતે આખા વિશ્વમાં વ્યાપક છે તેને જાણવાથી માણસ અમૃત થાય છે—મોક્ષ મેળવે છે.

ततो यदुत्तरतरं तद्रूपमनामय मएतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति ॥ श्वेता० ३ । १० ॥

અર્થ—જે આ જગતથી ઉત્તરતર છે તે પરમેશ્વર અરૂપ અને અનામય છે તેનું જ્ઞાન જે મેળવે છે તેજ મુક્ત થાયછે. અને અજ્ઞાની, જડ મૂર્તિપુજક દુઃખનેજ પ્રાપ્ત થાયછે.

महान् प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्त्तकः ।

सुनिर्मलामिमां प्राप्ति मीशानो ज्योतिरव्ययः ॥

श्वेता० ३ । १२॥

અર્થઃ—તે પરિપૂર્ણ, મહાન્, પ્રભુ છે તથા સુનિર્મળ પરમપદ—મોક્ષની પ્રાપ્તિનો નિમિત્ત, ધર્મનો પ્રવર્તક છે. ઇશાન, પ્રકાશમય તથા અવ્યય છે.

सर्वेन्द्रिय गुणाभासं सर्वेन्द्रिय विवर्जितम् ।

सर्वस्य प्रभुमीशान सर्वस्य शरणं बृहत् ॥ श्वेता० ३ । १७॥

અર્થઃ—સર્વ ઇન્દ્રિયોના ગુણોનો પ્રકાશ કરવાવાળો છે છતાં સર્વ ઇન્દ્રિયોથી વિવર્જિત છે, સર્વનો પ્રભુ છે તથા ઇશાન છે. સર્વનું મહાન્ શરણ છે.

एकोवशी सर्व भूतान्तरात्मा एकं रूपं बहुधाय: करोति ।

तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

॥ कठ ५ । १२ ॥

અર્થ --એક સર્વને વશ રાખવાવાળો, સર્વ ભૂતોનો અન્તરાત્મા એક પ્રકૃતિના અનેક રૂપ પદાર્થ બનાવવાવાળો છે તેને જે ધીર પુરૂષો જીવમાં વ્યાપક રહેલા જાણે તેનેજ અક્ષય સુખ મોક્ષ પ્રાપ્ત થાય છે અન્યને નહીંજ.

यत्तदद्रश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रं तदपाणिपादं ।
नित्यविभुसर्वगतंसुसूक्ष्मंतदव्ययंयद्भूतयोर्निपरिपश्यन्तिधीराः॥

मुण्डक उ० १ । ६ ॥

અર્થ.—જે અદૃશ્ય છે; અગ્રાહ્ય છે; વંશ અર્થાત્ ગોત્રરહિત છે; વર્ણરહિત, ચક્ષુરહિત, શ્રોત્રરહિત, હાથપગ રહિત છે; નિત્ય, વિભુ, સર્વ વ્યાપી, અતિશય સૂક્ષ્મ, અવ્યય છે. તેનેજ ધીરપુરૂષો પ્રાણીમાત્રનો આધારરૂપ જુએ છે–માને છે.

तमीश्वराणाम् परमं महेश्वरं तंदैवतानांपरमश्च दैवतम् ।
पतिंपतीनां परमं परस्तात् विदामदेवं भुवनेशमीड्यम् ॥

श्वेता० ६ । ७ ॥

અર્થઃ—તે પરમાત્મા પ્રભુઓનો પ્રભુ છે, દેવતાઓનો પરમદેવતા અને સ્વામીઓનો પરમસ્વામી અને ભુવનોનો માલિક, ઉત્તમોત્તમ સ્તુતિને યોગ્ય છે તેને જાણો.

सर्वेवेदायत्पदमा मनान्ति तपांसिसर्वाणिचयद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्य्यंचरन्तितत्तेपदसंग्रहेण ब्रवीम्योमित्येतत्॥
कठ २ । १९ ॥

અર્થઃ—બધા વેદો જે ગતિનું કીર્ત્તન કરેછે, બધા તપો જેનુ વર્ણન કરેછે; જેની ઇચ્છા રાખીને લોકો બ્રહ્મચર્ય ધારણ કરેછે તે પરમપદ ओ३म् પરમાત્માની ઉપાસનાછે.

अणोरणीयान् महतोमहीयानात्मस्य जन्तोर्निहितो गुहायाम् ॥
तमक्रतुः पश्यतिवीतशोकोधातुः प्रसादान्महिमानमात्मनः ॥
कठ० २ । २० ॥

અર્થઃ—તે નાનામાં નાનો, મોટામાંમોટો, જીવના અંત કરણમાં અન્તર્યામી રૂપે વ્યાપ્ત રહેલો છે, તે પરમાત્માના મહિમાને તેજ પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણકૃપાથી શોકરહિત મહાત્માલોકો જુએ છે—જાણે છે.

अशरीरं शरीरेष्व नवस्तेष्वावस्थितम् ।
महान्तम्विभुमात्मानं मत्वाधीरोन शोचति ॥ कठ २॥२२॥

અર્થ અનવસ્થ શરીરથી અશરીર—શરીરરહિત સર્વ વ્યાપક મહાન્ પરમાત્માને જાણી બુદ્ધિમાન્ મહાત્માઓ શોક કરતા નથી.

एक' सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते। दृश्यते त्वग्र्या बुध्या सूक्ष्मया सूक्ष्म दर्शिभिः ३। १२॥

અર્થ—તે પરમાત્મા સર્વ ભૂતો-પ્રાણી માત્રમા છુપો હોવાથી પ્રકાશિત થતો નથી પરતુ સૂક્ષ્મદર્શી મનુષ્યો એકાન્ત થઇ સૂક્ષ્મ બુદ્ધિદ્વારા તેને જુએ છે.

नसन्दृशेतिष्ठति रूपमस्य, नचक्षुपापश्यति कश्चनैनम्।
हृदामनीषा मनसाभिक्लृप्तोयएतद्विदुरमृतास्ते भवन्ति॥
कठ० ६। ९॥

અર્થ—જોવામાં આવતી કોઇ વસ્તુમાં તેનુ રૂપ જણાતુ નથી તેમ તને આંખથી કોઈ જોઇ શકત નથી હૃદયની ભક્તિ, બુદ્ધિ અને મનના સંયોગથી તેને જે જાણે છે તે અમૃત થાયછે—મોક્ષ મેળવેછે.

*दिव्योह्य मूर्त्तः पुरुष सबाह्याभ्यन्तरोह्यजः। अप्राणोह्यमनाः शुभ्रोह्यक्षरात्परतः परः॥ मुण्डक० १। २॥

અર્થઃ-તે મૂર્તિરહિત દિવ્યપુરૂષ છે, તે બહાર અને અંદર પણ વ્યાપક છે, અજન્મા છે, પ્રાણ અને મનરહિત છે, શુદ્ધ, અવિનાશી અને પ્રકૃતિથી પણ પર-વિલક્ષણ છે.

वेदाहमेत मजरं पुराण सर्वात्मान सर्वगत विभुत्वात्।

जन्म निरोध प्रवदन्ति यस्य, ब्रह्मवादिनो ऽभिवदन्ति नित्यम् ॥ श्वेता० ३ । २१ ॥

અર્થઃ—હું એ અજર, સનાતન, પરિપૂર્ણને જાણુંછું. ને વિભુ હોવાથી સર્વ જીવાત્માઓમાં સર્વ વ્યાપક છે તેને જન્મરહિત કહેછે અને વેદ જાણવાવાળા પુરૂષો જેનું હ-મેશ વર્ણન કરેછે

नैन मूर्द्धन तिर्य्यञ्च न मध्ये परिजग्रभत् । न तस्य प्रतिमाऽस्ति यस्यनाम महद्यशः श्वेता० ४ । १९ ॥

અર્થઃ-તેને કોઈ ઉપર, નીચે, દિશાઓમાં કે મ-ધ્યમાં પકડી શકતો નથી. તેની મૂર્ત્તિ—પ્રતિમા, તોલ, સમાનતા નથી કેમકે તેનું નામ મહદ્યશઃ (સર્વશક્તિમાન્ છે.)

अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एवजा यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वञ्च गच्छति ॥ ऋ० अ० ७—व० -मं. ८

અર્થ—પ્રકૃતિથી પર—વિલક્ષણ પરિપૂર્ણ પરમાત્મા છે તે સર્વવ્યાપક છે, તેની મૂર્ત્તિ નથી કે કોઇ તેને જોઈ શકે, તેને જાણવાથીજ જીવ મોક્ષ મેળવેછે

क्लेशकर्म विपाकाशैरपरा मृष्ट. पुरुष विशेष ईश्वरः ॥ योगसूत्र ॥

અર્થ.—જે અવિદ્યાદિ ક્લેશરહિત તેમજ કુશળ,

અકુશળ અર્થાત્ દુઃખ, પક્ષપાત, હઠ ધર્મ આદિ દુર્ગુણો અને ફળદાયક કર્મોની વાસનાથી રહિત છે. તે સર્વ જીવોથી ઉત્તમ સર્વમાં વ્યાપક એવો પરમાત્મા છે.



## ॥ संस्कृत अन्य पुस्तकोनां प्रमाण ॥

यस्यात्म बुद्धिः कुणपे त्रिधातुके, स्वधीः कलत्रादिषु भौम्य इज्यधी । यत्तीर्थ बुद्धि सलिलेहि कर्हिचित् जनेषु भिज्ञेषु सएव गोखरः ॥भागवत ॥

અર્થઃ—જે ધાતુ આદિ પાર્થિવ (જડવસ્તુ)મા આત્મ બુદ્ધિ કરેછે અને નદીનાળા, પહાડ, મકાન આદિમા તીર્થ બુદ્ધિ કરેછે તથા સ્ત્રી, પુત્ર આદિમાં મમતાબુદ્ધિ રાખેછે તે આદમી ગધેડો અથવા આખલો છે.

मृच्छिला धातुदार्वादि मूर्त्ताविश्वर बुध्या । क्लिश्यन्ति तपसा मूढा परां शान्तिं न यान्ति ते ॥ महाभारत ॥

અર્થઃ—જે મનુષ્યો પરમાત્મા, નિરાકાર, સર્વવ્યાપી ન્યાયકારીની ધાતુ, પત્થર, લોઢું, પિતળ, ચાંદી, સોનુ આદિ વસ્તુઓની મૂર્તિ બનાવેછે તેઓ અજ્ઞાની અને પાપી છે એવા મૂઢોને કદી પણ મોક્ષ મળતો નથી.

तीर्थेषु पशुयज्ञेषु काष्ट पाषाण मृण्मये। प्रतिमादौ मनोयेषां ते नराः मूढ चेतसाः ॥ महाभारत ॥

અર્થ:—તીર્થે અને પશુહિંસક યજ્ઞમાં, કાષ્ટ પાષાણ મૃતિકાની પ્રતિમાઓમાં જેમનું મન છે તે મનુષ્યો મૂર્ખ ચિત્તવાળા છે.

यदेकं निष्फलं ब्रह्म, व्योमातीतं निरञ्जनम्। अप्रतक्र्यम विज्ञेयं, विनाशे सत्यवराञ्जितम् ॥ ब्रह्माण्ड पुराण अ० १॥

અર્થ:—જે એક છે અર્થાત્ તેના સમાન બીજો કોઈ નથી નિરાકાર છે તેજ બ્રહ્મ છે. આકાશદિક ૨૪ તત્વોથી અલગ અને શુદ્ધ સ્વયંપ્રકાશમાન્ અને જન્મ રહિત છે.

कैवल्यं केवलं शान्त शुद्धमत्यन्त निर्मलं। कारणं योग निर्मुक्त हेतु साधन वर्जितं ॥ ब्रह्माण्ड पुराण ॥

અર્થ—તે મુક્તસ્વરૂપ, શાન્તિ, શુદ્ધ, અત્યંત નિર્મળ છે. જેણે આખો સંસાર પેદા કીધો છે જે કોઈ વસ્તુથી મળેલો (મિશ્ર) નથી અને પોતાના કામમાં કોઈ બીજાની સહાયતા લેતો નથી.

निर्मलं तं विजानीयात्, षडूर्मिरहितं शिवम्। प्रमाशून्यं मनः शून्यं बुद्धि शून्यं निरामयम ॥ ब्रह्माण्ड पु० ॥

અર્થ:—તે નિર્મળ પરમાત્માને કામ, ક્રોધ, લોભ,

મોહ, માન, મત્સર અથવા જન્માદિ છ વસ્તુઓથી અ-લગ, કલ્યાણદાતા જાણવો જોઇએ. તે પરમાત્મા જડની પેઠે ચમકતો નથી. મનુષ્યની પેઠે મન, બુદ્ધિને વશ નથી પરંતુ એમનો માલીક છે. રાગ અને પીડારહિત છે

मनःस्थ मनो मध्यस्थ मनःस्थ मनो वर्जितः । मनसा मन आलोक्य स्वय सिध्यन्ति योगिनः ॥ ब्रह्माण्ड पु० ॥

અર્થઃ—મનમાં વાસ કરવાવાળો અને મનની વૃ-ત્તિઓને જાણવાવાળો અને તેમ છતા પોતે મન નથી રાખતો એવા પરમાત્માને યોગીલોક મનમાં વિચાર કરી મુક્તિ મેળવેછે.

उर्द्ध पूर्ण मध' पूर्ण मध्यः पूर्णपदात्मकम् । सर्व पूर्ण स आत्मेति समाधिस्थस्य लक्षणम् ॥ उत्तरगीता ॥

અર્થઃ—(કૃષ્ણજી કહેછે કે) જે ઉપર, નીચે અને મધ્યમાં સર્વત્ર પૂર્ણ છે તેજ પરમાત્મા છે અને જે એવા પરમાત્માનુ ધ્યાન કરેછે તેજ સમાધીસ્થ યોગી કહેવાયછે.

तीर्थानितोय रूपाणि देवान्पाषाण मृण्मयान् । योगिनो न प्रपद्यन्ते आत्मध्यान परायणाः ॥ उत्तरगीता ३०३

અર્થઃ—તીર્થ સર્વ જળ છે, દેવતા સર્વ પત્થર કે